# આગબોટ વીજલી દુખ દર્શક ગાયન.

રચી પ્રસિદ્ધ કરનાર

જામનગરના દસાસર વાણીઆ

શા. ઝવેરચંદ પ્રેમચંદ.

છપાવનાર.

એક ગ્રહસ્થ.

સન ૧૮૬૭ ના ૨૫ માં આક્ટ પ્રમાણે

રજીસ્ટર કરાવી છે.

મુંબઈ,

સ્વદેશપ્રકાશ છાપખાનું. ગુલાલવાડી

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯.

કીમત ૫ આના.

# આગબોટ વીજળી દુખદર્શક ગાયન.

## ઇશ્વરની પ્રાર્થના.

### રાગ જોગીઆ આસાવરી.

તું કાંહે મેરી જાન મે દીલદાર હું તેરા.—એ રાગ.

કરૂં પ્રણામ પ્રીતથી, જગ કર્તા હું તુંને.
કૃપાળુ કૃપાળ ઓ થા સાહતું મુને.
રચ્યું રસાળ જગ્ત આ, એવા અનંત અપાર.
કર્યા સુર્ય ચંદ્રને, તારા તણો નહી પાર.
ઘણી રચના છે આપની, વર્ણન વખાણું હું કેમ.
થાકે જો દેવ દાનવો, કહું અલ્પમાંહી એમ.
અમાપ બાપ આપના, ઉપકાર તો ઘણા.
કીધા છે સર્વે જગતમાં, રાખી નહી મણા.
અકલ કળા ઘણી ન્યારી, લાગે સૌને બહુ પીઆરી.
ઝવેરચંદ અરજ કરેછે, સાહ્ય થાજો મોરારી.

## રાગ મરશીઆ હાયવોયરે પાણીમે ધમસાન મચાયા.

(એ રાગ.)

હાય વોયરે રતનાગર તેં દગો દીધો,
હુને હાથરે મોટો કીધો
આખા જગતમાં અપ જશ લીધો રે. હાયવોયરે. ૧

તું કેવાય સહુનો સગો
કેમ રહ્યોછો અમથી અલગો
આરોગ્યના પકવાન સલગો રે. હાયવોયરે. ૨

હાજીકાસમ જેવા સાહુકાર
તેની વીજળીને રાખી તેં હાર
આમાં શું દીઠું તેં સાર રે. હાયવોયરે. ૩

તું કેમ થયોછો નમેરો
તેં લીધોછે કેવો આ ફેરો
આ કેવાય કોપ કેરો રે. હાયવોયરે. ૪

ઘણા મનુશને ઠાર કીધા
પાકરાગના સમાચાર દીધા
ઊંધા નશીબ દુશ્મને કીધા રે. હાયવોયરે. ૫

વીજળીને દગો બહુ દીધો
તેં જુલમ ઘણો કીધો
અમે અગાઉ તારો શું કીધો રે. હાયવોયરે. ૬

સાંભળી છાતી જાયછે ફાટી
આવી વેદના નથી સમાતી
સુખી હતી અમારી નાતી રે. હાયવોયરે. ૭

બહુ લોકોને વાંઝીઆ કીધા
ઘણા માણસને ઝપટામાં લીધા
ઘણા નીચને અપાય સીધા રે, હાયવોયરે. ૮
ઘણી આગબોટનો જશ લીધો
વીજલીને દગો બહુ દીધો
ને જુલમ ઘણો કીધો રે. હાયવોયરે. ૯
આ કામ કર્યું ઘણું ખોટું
આ કેવાય નહીં કાંઇ છોટું
તારે ચરણ આવીને લોટું રે. હાયવોયરે. ૧૦
ઘણી આબળાઓ રૂદન કરેછે
પ્રાણપતીની વાટુ જુએછે
હૈયે હાથ દઈને રૂએછે રે. હાયવોયરે. ૧૧
બહુ વીધવા બનાવી નારી
છુટવાની નહિ એક બારી
આ જુલમ થયો છે મોરારી રે. હાયવોયરે. ૧૨
સૌ સાંભળી રૂદન કરેછે
વીજલીની વાટું જુએછે
માણસ આફસોસ ઘણું કરેછે રે. હાયવોયરે. ૧૩
આગબોટને કરી ગોઝારી
આ કોપ થયો છે ભારી
ઈશ્વર અરજ સુણજો મારી રે. હાયવોયરે. ૧૪
વીજલીને નકી ડુબાવી
તુને બુધી એવી કેમ આવી
[illegible] કણુ નીં સુધારે [illegible]ાવી રે. હાયવોયરે. ૧૫

તમે દયા લાવજો મનમાં
હવે પ્રાણ નહી રહે તનમાં
પરણુવાની હામ છે હૃદયમાં રે. હાયવોયરે. ૧૬
ધણી જગાએ હાય વોય બાળું
ધણે ઘેર દેવાણુંછે તાળુ
ઇશ્વર પાસે કેવા નદી નાળુ રે. હાયવોયરે. ૧૭
બ્રાહ્મણ વાણીઆઓને સુ કરવું
ઘેર બેસીને અમારે રડવું
છેવટ વીખ ખાઇને મરવું રે. હાયવોયરે. ૧૮
અમારા કરમની શું કહીએ કાણી
વીજલી ગોઝારી તુને જાણી
અમારા પ્રાણ પતિને દેત પાણી રે. હાયવોયરે. ૧૯
સૌ માણસ બેઠાતા જોશમાં
જેમ ટાઢ પડે છે પોશમાં
તેમ નાખી દીધા આફસોસમાં રે. હાયવોયરે. ૨૦
અમે જાણુતાતા તને કપટી
તારે વીજલી તારાથી લપટી
આવો દગો દઇને દપટી રે. હાયવોયરે. ૨૧
આવી વેદના નથી સમાતી
પરણુવાની હામ નોતી માતી
આંખ રોઇરોઇ થાયછે બે રાતી રે. હાયવોયરે. ૨૨
હીરા કંકણુની પડી શું ખોટ
મનુસને લીધા ચડી ચોટ
જગતમાં લખી કેવાયછે ખોટ રે. હાયવોયરે. ૨૩

અપ જશ તો ઘણુ દેવાણો
ઝવેરચંદથી તેટલો કેવાણો
દુનીયામાં તું જુઠો કેહવાણો રે. હાયવોયરે. ૨૪
જોડનારો નહી કાંઇ મોટો
સૌ મનુશ પાસે છું છોટો
ઇશ્વરને ચરણે જઇ લોટો રે. હાયવોયરે. ૨૫

**ઇસ્ત્રીઓ રૂદન કરે છે હાયવોયરે હાજી હોસાનાસો**

**હય હય.**

હાયવોયરે રતનાગરને શું રડવું
આથી બેહેતર આબળાને મરવું રે. હાયવોયરે. ૧
હવે આસરો કોનો છે અમને
હવે હત્યા દેવી છે તમને રે. હાયવોયરે. ૨
હવે જગતમાં રહી સું કરવું
શ્રાવણ ભાદરવો લઇને ફરવું રે. હાયવોયરે. ૩
આવી વેદના નથી સમાતી
કુટી છાતી થાય છે રાતી રે. હાયવોયરે. ૪
આસરો કોનો લઇને ફરવું
માણુકહીરા ચુંસીને મરવું રે. હાયવોયરે. ૫
તું સદાય કરેછે એવું કામ
જગતમાં ડુબાવ્યું તારૂ નામ રે. હાયવોયરે. ૬
ઇસ્ત્રીય હત્યાઓ ઘણી લાગસે
મોટા દેવતાઓને તું ભાગસે રે. હાયવોયરે. ૭
માબાપ અમને દેસે રજા

ત્યારે દેવી છે તુને સજા રે. હાયવોયરે. ૮
અબલાઉને કરી રખડતી
પતી કેમ મુકી અમને ફડફડતી રે. હાયવોયરે. ૯
પાણીમાંથી કાઢે જેમ મછ
માંડવી દુવારકાને વલી કછ રે. હાયવોયરે. ૧૦
માણુસ માર્યા તેં તો ઘણા
તેમાં રાખી નથી કાંઇ મણા રે. હાયવોયરે. ૧૧

## રતનાગર સાગર કહે છે ઇશ્વરને દોશ દેવો જોઇએ એમાં મારો વાંક નથી.

રાગ ( ઓખાહરણનો )

રતનાગરને કેવાની ફરજ.
મારી સુણજો તમે અરજ,
ઇશ્વરે સઘલી બનાવી વાત,
તે કેવાય જગતના સાક્ષાત, રતનાગરને. ૧
આવો દોશ ન દેસો અમને,
અમે વીનતી કરી કઇયે તમને,
આખા જગતમાં આબરૂ ગઈ,
મારી પુજા હાથેથી ખોઇ, રતનાગરને. ૨
હું મનુષ્યને ઘણા ઉગારૂ,
ખરાબ કેવાય સુરતનુ બારૂ,
ઇશ્વરના ઘરથી બની આવી,
વીજલીને નકી તેને ડુબાવી, રતનાગરને. ૩
તેમાં કોયનું જોર ન ચાલે,

સઘળી દુનીઆને તે પાળે,
વીધાતાના હોય જેવા લેખ,
હું મુકનારો ધણો નહી નેક, રતનાગરને. ૪

તું ઊચુ મોહું કરી જો માં,
માથુ ધાલી બેસી રહે બોમા.
દઇ દોશ નથી એમ લેતો,
ત્યારે નકી ડુબાવી મેતો, રતનાગરને ૫

આ કામ ઇશ્વરે તો કરેલું,
એમાં જરાં નહિ શંકા ભરેલું,
મારે મનુષ્યનું બહુ કામ,
આખા જગતમાં મારૂં નામ, રતનાગરને. ૬

મારા નામને બટો ન દઊં,
મોઢે માગી વસ્તુ લઇ લઊ,
મને ધન તણી નહી ખોટ,
હીરા માણુક કેવાય મારૂ પેટ, રતનાગરને. ૭

હવે મનુસ સમજો હ્રદયમાં,
ઘણી મનની રહીછે મનમાં,
ઘણો ઇશ્વરનો છે દોશ,
ઘણો હું પણ કરૂ છું આફસોસ, રતનાગરને. ૮

ત્યારે રડવા હું લાગ્યો,
કલેજાનો ઘણો ધણો લાગ્યો,
ત્યારે મને કહે તું રડમાં,
ઉચું માથું રાખી તું જોમાં, રતનાગરને. ૯

મને ઘણી ચડી આઇ રીશ,
કહે તુને પણ ભસ્મ કરીશ.

## ઇશ્વર કહેછે.

કહુંછું નસીબે દુખીઓ કીધોછે—(એ રાગ.)

ઘણોરે વીજલી એ દગો રે દીધો છે,
તેને કળીમાં તો કોપ કીધો છે, ઘણોરે. ૧
અપાર માણુશને ગુપ્ત કરીને,
તેણે મોકલ્યા ચરણ હરીને, ઘણોરે. ૨
આવું કદી સતયુગમાં ન થાય,
એટલા માણુસ સાથે ન જાય, ઘણોરે. ૩
આ વર્તમાન કળી ન જણાય;
ધર્મ ગયાને ઘણાં દુખી થાય; ઘણોરે. ૪
પાપથી ઇશ્વર રહેછે દુર,
તેથી ન ગણે બ્રાહ્મણ કે સુર, ઘણોરે. ૫
આ જુગમાં અનીતી બહુ થાય,
હીંદુ નીચ કર્મ કરવાને જાય, ઘણોરે. ૬
ગઉ બ્રાહ્મણની રક્ષા ન કરે,
તો ઇશ્વર ક્યાંથી દયા ધરે, ઘણોરે. ૭
પાપને લીધે સીધી ન હોય;
એવું કહે છે ચાર વેદ સોય, ઘણોરે. ૮
માટે સૌ ભાઇ દયા ધરજો,
કાંઇ પરમારથના કામ કરજો, ઘણોરે. ૯
પુન કર્યાથી પાપ સૌ જાય,
વેદ પ્રમાણે ઝવેરચંદ ગાય, ઘણોરે. ૧૦

## લલીત છંદ.

### અરરર હાયરે, પ્રાણ જાયરે—(એરાગ).

અરરર હાયરે દુઃખ થાયરે, પતી સંસારનું સુખ જાયરે.
વીનતી તો કરૂ અરજ ઈશની, અરેરે નાથ હું વય વીસની.
વીધવા વેસ તો આયરો થયો, સુખ સંસારનો સરવે ગયો.
સોભીતા હું તો સાજ ધરતી, સરૂપ જાઇને પ્રેમે ફરતી.
સુખ અખુટ તો નાથનુ ગયુ, હવે વીશ્વમાં કાંઇ ન રહ્યું.
અકૃત્ય વીધી કરવું નાથટે, જીવતા સુધી તો ડાઘ નામટે.
ઓ પ્રભુ હવે સુ અરે કરૂ, પતી વીજોગથી ઝુરીને મરૂ.
વીરહના મુને ઝાળ થાયરે, માગ આપ તું પૃથ્વી માયરે.
અઘટીત કર્મ તો આવા જોઇને, શરીર તો સુકે રોઇરોઇને.
એવું કૃત્ય તો ઇશ્વર કરે, સૌ મળી પછી સોક્તો ધરે.
જળ રહિત જેમ મછ તો મરે, એ પ્રકારે સૌ કૃત્ય તો કરે.
લીધુ ઇશ્વરે આજ વેરરે, નજરે દેખતા થયો કેરરે.
ભાન મુકીને લોક સૌ રૂએ સહ કુટુંબની વાટતો જુએ.
કળકળે સહુ રૈયત પાસરે કોયની ન થઈ પુરી આશરે.
પ્રભુ એ સર્વને કરી નીરાસરે, દેખી ગાય છે ઝવેરદાશરે.

### રાગ બનઝારો.

જોઇ મુંબઇ સેહેર ગુલજારી કોપ ર્ક્યો રતનાગરે ભારી.

કુબ્યા જુવાન બુઢા બાળક,
જેરથી અમે નજરે ભાળ્યા,
દગો દીધો છે અમને ભારી, કોપ ર્ક્યો 1
આવા દુખથી કરે અરરાટી,

છાતી જાય સર્વેની ફાટી,
નશીબ જોગેછે અણધારી કોપ કર્યો
ચોક ચૌટાને હાટે વાટે, ૨
દોડે સૌજન જોવા માટે,
સૌ બેઠાછે વસ્ત્ર ઉતારી, કોપ કર્યો. ૩
જાય આભડવા નરનારી,
હવે સાહ્ય થાજો મોરારી,
બહુ રૂદન કરે પોકારી, કોપ કર્યો. ૪
નાઈ આવે સૌજન જ્યારે,
તાર આવે બીજો ત્યારે,
કોય પુછે કંઇ વાત સારી, કોપ કર્યો. ૫
કાણું માંડી ગયાછે થાકી,
નથી રહી હવે કાંઇ બાકી,
સૌની કરો તમે બલહારી, કોપ કર્યો. ૬
માંડવી મુંદ્રાના પરદેસી,
મુવા વીજળીમધે પેસી,
અમને મારયા છે અંતરીઆળી, કોપ માર્યો, ૭
નોતુ નજરે દીઠું દુઃખ,
વેઠુ અમે ઘણું અસુખ,
લીધા સઘળાને સંહારી, કોપ કર્યો. ૮
ઘણી રાંડી છે નાનપણમાં,
તેને ભાન નથી કાંઇ મનમાં,
ઘણી અબળાઓ હવે બીચારી, કોપ કર્યો. ૯
નાત જાતમાં કાઢ્યુ જોખી,

ચુડી ભાંગી નશીબને દીધી,
દુનીઆમાં કેવાણીતી સારી, કોપ કર્યો. ૧૦
માતપીતા થયા રઘવાયા,
જેના જુવાન પુત્ર ચાલ્યા,
પલ વીતે અતી દુખીઆરી, કોપ કર્યો. ૧૧
કુમનશીબથી બની આવ્યું,
અમે આવું તો નો તું જાણ્યું,
અરજ સુણજે ઇશ્વર મારી, કોપ કર્યો. ૧૨
મમાદેવીમાં નાઇ નાઇ થાક્યા,
ઇશ્વર અમને કેમ તેં રાખ્યા,
વીમલા મનમાં જે વીચારી, કોપ કર્યો. ૧૩

## લલીતછંદ.

અરર હાયરે, છોટી કયાં ગયા,
સ્વામીજી આપને આવી નદયા;
તુજ વીયોગથી ઝુરીને મરૂં,
પ્રાણ વલભથી હાય સું કરૂં;
તજી ગયા છો કોને આસરે,
મુજ જીવતણો થાય નાશરે·

## રાગ જોડલુ ન જોયુ માડી.

મુંબઇ શેહેર શોભેછે ભારી,
વરણુવ કરતા નહી બને કદી હોય બુધી સારી.
મમાદેવી જુઓ માત મારી,
દરસન કરવા બહુ આવે બાલ બીરધનારી.

પાપીને પાવન કરનારી,
ખડગ ત્રીસુળ હાથ બીરાજે વૃષની અસવારી.
ઘોડીછે બુધી માત મારી,
સંસ સારદાય વરણુવ કરતા જાગ સર્વે હારી.
મુજપર જુઓ અસુરારી,
પંગુ ચઢુ ગીરવર ગઢના ભવસાગર પારી.
એવા છો સદા આદશકતી,
કળીકાળમાં સુધ મન રાખી કામ કરે જ.ગતી.
જગત જનુની માત મારી,
હાથ બાજુબંધ હીરા બીરાજે જરીય નકી સારી.
બેની સીસપર બારી,
ભ્રગુટી બીચમે બીંદી બીરાજે નકવે સરવારી.
કાનમે કરન ફુલ સોહે,
ગલે મોતનકો હાર બીરાજે ઝરમર મન પોહે.
કંચુકી પીત કસુંબી સાડી,
દસ આંગળીએ વેઢ બીરાજે ઝાંઝર ઝનકારી.
પાઉમે વીછીઆ બાજે, (અનવટ)
હંસ વાહની ગજગવની જુઓ માત બીરાજે.
છંદ ઝુંવરચંદ ગાવે, (લાવણી)
જગત જનુની નું સ્મરણુ કરતાસુખ સંપતી પાવે.



